

મુરલી

ચિત્રકાર · કનુ દેસાઈ

(જુઓ પૃ. ૫૧)

# ગીતમાધુરી

લેખક

મનુ દેસાઈ

કલાકાર

કનુ દેસાઈ

ગુર્જરી વિશાળ, મારી વેલડી નાની;
ઊગે તો રાચશો ઉર રે.

સોલ એજન્ટ્સ
આર. આર. શેઠની કંપની · પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ-૨



માતૃચરણે

સાહિત્ય ને સંગીતના
સંસ્કારસીકર છાંટી ગૈ!
ગીતમાધુરી બાળની
સુરસદનથી નવ સૂણશે?



# નિવેદન

કાવ્યદેવીના પ્રથમ નૂપુરઝંકાર સુણ્યા ત્યારે હું એલ્ફિન્સ્ટન કૉલેજમાં બી. એ.ના પ્રથમ વર્ષમાં અભ્યાસ કરતો હતો. એ સમયને પણ આજે અઢી વર્ષ થયાં. એ દરમિયાન શ્રી બાદરાયણે મારા કવિતા-પ્રયાસમાં પ્રોત્સાહન રેડયું; અને આજે એ ગાળામાં રચાએલાં રાસ, ગીતો ને નૃત્યગીતોને પુસ્તકરૂપે સાદર રજૂ કરું છું.

છેલ્લાં ત્રણચાર વર્ષથી ગુજરાતની જનતામાં નૃત્ય અને સંગીત પ્રત્યે સદ્‌ભાવ વધતો ગયો છે. આ યુગનું એ એક આશાસ્પદ ચિહ્ન છે. આજનાં ગીતો ફક્ત તાળીઓથી ગવાતાં ગીતો નથી રહ્યાં. આધુનિક રાસ એટલે નર્તન, વાદન અને ગાયનનું સુગઠિત સંમિશ્રણ. જૂના લોકઢાળનાં ખાબાંમાંથી ખસી નવલાં સૂરસંયોજનો યોજાતાં જાય છે. એનો અર્થ એમ નથી થતો કે આપણે જૂના લોકઢાળ અને એની મધુરતા ભૂલી જવી જોઇએ. નાનપણથી મને સંગીત પ્રિય છે અને એ સંગીતપ્રિયતા મારી ગીતરચનામાં મને બહુ અનુકૂળ થઇ પડી છે. થોડું શાસ્ત્રીય સંગીત શીખવા પામ્યો છું, એમાંથી પણ સરળ અને પ્રવાહી લય યોજતાં સૂરસંયોજનો યોજવા પ્રેરાયો છું. જોકે આ તો મારો એક પ્રયોગ છે.

પરંતુ આ પ્રકારના નવા ઢાળ જનતામાં પ્રચલિત કરવામાં અનેક મુશ્કેલીઓ રહેલી છે—સિવાય કે રેડીઓ અગર રેકર્ડ દ્વારા એ થઇ શકે; છતાં રાસરસિયણ ગુજરાતણને મળેલું આ વારસાધન વધુ ને વધુ મ્હોરે અને એ કલ્લોલિનીઓ ગુર્જરીની કુંજે મધુમધુરું ટહૂકે એ ભાવનાથી રસિક જનતા સમક્ષ 'ગીતમાધુરી' રજૂ કરવાનો મારો નમ્ર પ્રયાસ છે.

આ સંગ્રહમાં પ્રકૃતિ ને જીવનનાં ગીતો ગાયાં છે. પ્રકૃતિને પાનેપાને અખૂટ સૌંદર્ય ભર્યું છે. જેટલું અંજલિમાં ઝીલાય તેટલું ઝીલ્યું છે. અને પ્રકૃતિ ને જીવન પણ એક જ છે ને!

'ગીતમાધુરી'નાં ઘણાંખરાં કાવ્યો શારદા, ગુણસુંદરી, સ્ત્રીબોધ વગેરે માસિકોમાં અવારનવાર પ્રગટ થઈ ગયાં છે એ બદલ એ માસિકોના તંત્રીઓનો હું અહીં આભાર માની લઉં છું.

વીસ દિવસ જેટલા ટૂંકા ગાળામાં ભારે જહેમત ઉઠાવી આ પુસ્તકને કલાત્મક બનાવવામાં કલાકાર શ્રી કનુ દેસાઈ અને શ્રી બચુભાઈ રાવતે દર્શાવેલી સહાનુભૂતિ માટે તેમનો હું અત્યંત ઋણી છું.

અને આ પુસ્તકની પ્રસ્તાવના લખી કાવ્યઝરણુને વહેતું મૂકવા માટે સાક્ષર શ્રી રમણલાલ વ. દેસાઇનો તો હું કયા શબ્દોમાં આભાર પ્રદર્શિત કરૂં?

ભરૂચ ૨૧-૮-૩૯ **મનુ દેસાઇ**





# પ્રસ્તાવના

મારે હાથે ખૂબ લખાતી પ્રસ્તાવનાઓની સંખ્યામાં આ પ્રસ્તાવનાનો હું વધારો કરૂં છું. પ્રસ્તાવનાઓ મારી કે પુસ્તકની કીમતમાં કાંઇ વધારો કરે છે કે કેમ તે હું જાણુતો નથી. પણ પ્રસ્તાવના લખવામાં મને એક લાભ થાય છે. અભ્યાસ માટે જરા ય ન મળતા સમયને ફરજીઆત મેળવી લઇ સાહિત્યાકાંક્ષી વર્ગનું માનસ ઓળખી હું ચાલતા પ્રવાહને પીછાણવાની આછી તક એ દ્વારા લઈ શકું છું.

યુવકોમાં સાહિત્ય પ્રત્યે અમુક પ્રકારનો સદ્‌ભાવ વધતો જાય છે અને ઘણું સાહિત્ય લખાયે જાય છે. એ સઘળું સાહિત્ય ન જ કહેવાય. પરંતુ લખવાની લાલસા એ બીજી લાલસાઓ કરતાં ઓછી દૂષિત ગણાય; અને પ્રજાનો યુવાનવર્ગ ઘણું લખશે અને ઘૂંટશે તો તેમાંથી ચિરંજીવી સાહિત્ય પણ જરૂર વિકસી આવશે.

રાસલેખન એ આકર્ષક, સહેલો, ઊર્મિને અનુકૂળ પડે એવો અને છંદ કરતાં ઓછી મહેનત માગતો કવિતાપ્રકાર છે. એટલે સામાન્યતઃ ઊગતું કવિત્વ રાસલેખન તરફ સહજ ખેંચાય છે.

'ગીતમાધુરી'ના લેખક મનુભાઇ દેસાઈ પણ ઊગતા કવિ છે અને સાહજિક રીતે તેઓ રાસપ્રયોગમાં ઊતરી પડે છે. કવિવર ન્હાનાલાલને આંટે એવા રાસ તો કોઇ લખી શકયું નથી—જોકે વ્યક્તિગત રાસ ઘણા સારાસારા છે જ—;પરંતુ ન્હાનાલાલે ઊભી કરેલી એ રાસ જાળ (કે મોહજાળ!) ગુર્જર કવિત્વને ઘણી જ ફાવી ગઇ છે, એટલે તેની ગૂંથણી ગૂંથાયા

જ કરે છે. એ આપણા કાવ્યમાનસનું એક ચિહ્ન—symptom છે. એનો અતિરેક થાય છે એ પણ હું સ્વીકારું છું, છતાં સંસ્કારી ગુજરાતને સંસ્કારસ્ફોટન માટે મળેલું એ વાહન સહુ કોઇ ઉપયોગમાં લે જ એ સ્વાભાવિક છે એમ પણ હું માનું છું.

શ્રી મનુભાઇ દેસાઇ એક એવા માનસસ્થાને ઊભા છે કે જ્યાંથી તેઓને એક પાસ સૂરસૌન્દર્ય નોતરે છે, બીજી પાસ કલ્પનામાધુર્ય ખેંચે છે, ત્રીજી પાસ હળવું હળવું કવિત્વ તેમને ઇશારો કરે છે. કવિની કલ્પનાને ઉષા, વસંત, વિરાટ, ફૂલ, મોરલા, કોયલ, વર્ષા, પૂર્ણિમા, રાતરાણી, ફાગ, નવદીપ સ્વાભાવિક રીતે જ જડે છે. યુવાન કવિની નજરે પૂજારણ, માલણ, દેવદાસી, પનિહારી અને વનબાળા પડે એ પણ યુક્ત જ કહેવાય. કદીકદી આશા, નિરાશા, મુક્તિ અને વીરપૂજન જેવા ભાવ પણ તેમને સ્પર્શી જાય છે. એટલે કવિને જોઇતી બાહ્ય સામગ્રી તો તેમના લક્ષમાં આવી ચૂકી છે.

તેમની સંગીતપ્રિયતા તેમની પાસે વિવિધ પ્રકારનાં સૂર અને રાગ-સંયોજનો કરાવે છે એ તેમની વિશિષ્ટતા છે. સૂરથી હાલી ઊઠતું હૃદય તેમના રાસમાં વિવિધ મિશ્રણો, વિવિધ પલટાઓ અને વિવિધ પ્રકારની ઝમક ઉમેરે છે. આપણા રાસનું મૂળ સ્વરૂપ પણ એ જ: કઠિન શાસ્ત્રીય સંગીતને ઉમળકાની તરંગી અને નૃત્યપ્રેરક સરળતામાં લાવી મૂકવું. કવિવર ટાગોર કે કવિવર ન્હાનાલાલની મહત્તા જેટલી તેમની કાવ્યશક્તિમાં રહેલી છે તેટલી જ તેમની વિવિધતાભરી સૂરાવલિમાં પણ રહેલી છે. સંગીત સાથે દુશ્મનાવટ રાખતું કવિત્વ કોઇ મહત્ત્વની ભૂલ કરે છે એમ મને લાગ્યા કરે છે; અને જોકે ચિંતન અને છંદબંધારણનું પૂરું મહત્ત્વ હું સ્વીકારું છું, છતાં સંગીત તરફની વર્તમાન કાવ્યની વિરક્તિ પ્રત્યે હું જરા ભયની નજરથી જોઉં છું. સંગીત કાવ્યતત્ત્વને ઉપયોગી થઇ પડતું હોય છતાં તેને તિરસ્કારવું અને સંગીતમાં હોવાથી જ કાવ્ય કાવ્ય મટી જાય છે એમ માનવું એ, કવિતાનું સ્વરૂપ તેનો ઇતિહાસ અને તેના સામાજિક બળને કોઇ સ્થળે ન સમજવા બરોબર બની જાય છે.

ભાઈ મનુભાઇને તેમના રાસ રજૂ કરતાં સાંભળવા એ એક પ્રકારનો આનંદપ્રદ અનુભવ છે. તેઓ હૃદયસ્પર્શી લય–આલેખન તેમના રાસમાં કરી શકે છે.

પરંતુ તેમની આ શક્તિનો પૂરો લાભ તેમણે સાહિત્યને આપવો હોય તો તેમણે એટલું સમજવું પડશે કે હજી તેમની શબ્દશક્તિમાં કચાશ છે. જેમ સંગીતશત્રુત્વ કવિતાને દૃઢભાજક કે લઘુતમ જેવું કઠોર ગણિતસ્વરૂપ આપી તેના કવિત્વને હણી લે છે, તેમ સંગીતમાધુર્યના પ્રવાહને જ વળગી રહેવામાં, સંગીતને જ કવિતા માનવામાં, અસંબદ્ધ શબ્દ-રચના હળવું વાકયાલેખન અને પાતળી કલ્પનાનાં ધુમ્મસ કવિત્વને હણી નાખે છે. કવિતા એ શબ્દકલા છે એ કદી ભૂલવું ન જોઇએ. એમાં કુન્દન શી સ્વચ્છતા જોઇએ. ભાઈ મનુભાઇ એ શબ્દસામર્થ્યને વધારે પારખે અને રાસરચનામાં ઢંકાઈ જતું થડકતું વાક્યવિધાન વધારે સ્થિર, ઘુંટાએલું અને રણુકારભર્યું બનાવે તો તેમની સૂરસમજ તેમને એક સારા કવિ તરીકે ખીલવશે એમાં મને શક નથી.

તેમનામાં ઉત્સાહ છે, રસ છે, રસિકતા છે, અભિનયની દૃષ્ટિ છે, સૂરસંયોજનની શક્તિ છે. કવિતાને ઘટતી રચના તરફ તેઓ વધારે જાગ્રત રહે, છંદ-વ્યાયામમાં પોતાની વાણીને જરા વાળે, અને—હું જરા કડવો બનું ?—કવિત્વ તપ આદરે તો તેમનું ભાવિ જરૂર ઉજ્જ્વલ છે.

હું તેમના પ્રયાસને સંપૂર્ણ સફળતા ઇચ્છું છું. જે કાંઇ કહ્યું છે તે તેમનામાં રહેલી શક્તિનો વિચાર કરીને જ કહ્યું છે. તેમનામાં શક્તિ છે. તે પૂરી ખીલી નીકળે, અને તેમની દ્વારા સાહિત્યની સેવા થાય એ જ ઉદ્દેશથી આ પ્રસ્તાવના લખી છે, અને પ્રસ્તાવનામાં તેમની પરીક્ષા પણ લીધી છે.

ફરીથી હું તેમને યશસ્વી ભવિષ્ય ઇચ્છું છું.

વડોદરા ૨૯-૭-૩૯ રમણલાલ વ. દેસાઇ

**આ લેખકનાં પોતાનાં ગાએલાં આ સંગ્રહમાં-નાં નીચે જણાવેલાં તેમજ બીજાં ગીતો ટૂંક સમયમાં 'યંગ ઇંડિયા' રેકૉર્ડ્ઝમાં બહાર પડશે.**

વસંત, પૂજારિણી, નાવિકનું ગીત, મોરલા, ચન્દ્રને, રૂસણું, દીપાવલિ, નવદીપ, રંગપંચમી, દૂધડાં, વસંતોત્સવ, હંસલા ઊડજે, ઉષાકુમારી, ફૂલવાળી, માલણી, વર્ષા ને વાદળી, ફાગનૃત્ય

卐


ઇચ્છુકોએ નીચેને સરનામે લખવું

'યંગ ઇંડિયા' રેકૉર્ડ્ઝ

નૅશનલ ગ્રામોફોન કંપની, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઇ

૨૧૭૬૮

# અનુક્રમણિકા

## ઉષાને આંગણે

• માઢ •

શાં એ ઉષાનાં અનેરાં તેજ ! પ્રભાતને પ્રકાશથી પ્રસારતી.
નીલવસ્ત્રોમાં નિજને શોભાવતી,
અરુણુઆગમની આગાહી અર્પતી,
શાં તુજઉરે ઊડે છે ઉલ્લાસ ! પ્રભાતને પ્રકાશથી પ્રસારતી.

વ્યોમે વિવિધરંગ ફૂલડાં વેરતી,
રંગબેરંગી છાંટણાં છાંટતી,
એ કાંઇ નિર્દોષ પ્રતિમા ન હોય? પ્રભાતને પ્રકાશથી પ્રસારતી.

તેજરેખાનાં મૂર્ત સ્વરૂપ અર્પવા,
સુરલોકકલા અવનીમાં સર્જવા,
પૂરતી પાંદડિયે પ્રેમળ પ્રકાશ! પ્રભાતને પ્રકાશથી પ્રસારતી.

શીળી સૂર્યજયોતના પ્રાચીઠાઠ શા ?
તવ જયોતિકણો જયોતમાં વિલાય કાં ?
શું એ સ્વપ્ન કે સત્યનાં બિંબ? પ્રભાતને પ્રકાશથી પ્રસારતી.



# વિરાટના રાસ

· ગરબા ·

આભને આંગણીએ, શ્વેત તોરણીએ,
ઊગી શી ઊગમણે ચંદા સોહામણી!

ઉછળે નદીનાં નીર ઊર્મિથી વધાવવા?
વ્યોમમાં વહે વાદળી અમૃત વર્ષાવવા?
અંગમાં ઉમંગભરી પ્રેરણાને પાવા?
અમૃતકટોરી ધરતી હો ચંદિરા?...

રૂપલા ઘડુલી લઇ જાતી આભઆરે,
તારકકન્યા સંગે રમતી કિરણધારે,
શશિયર છાનોમાનો આવે ઓવારે,
કિરણો વેરાયે, ઝીલ્યાં ના ઝીલાયે!...

અર્પતી કુમુદમાળા કુમુદીનાથ ઉરે,
સંગીતરસરેલે ઘૂમતી રાસપૂરે,
ચંદ્ર, ચંદ્રિકા, તારલાના સૂરે
વિરાટના રાસે, વિશ્વ શાં ઉલ્લાસે!...



# રંગપંચમી

• માઢ •

રંગે રમો રે રંગે રમો,
આવી રંગપંચમી રંગે રમો રે!

કેસર કસુંબલ રંગીત રંગાઇને
માનવ હુલાસે હોરી રમો,
આવી રંગપંચમી રંગે રમો રે!

ઝૂકે આમ્રમંજરી આંબલિયા ડાળે,
કોકિલટહુકારે કુંજે ભમો,
આવી રંગપંચમી રંગે રમો રે!

નીલાં પીળાં ફૂલડાં પ્રેમે પ્રફુલ્લતાં,
રંગરંગ પતંગ પુષ્પે ઝૂમો,
આવી રંગપંચમી રંગે રમો રે!

જડ ને ચેતનના ભાવો ભૂલવીને
અવનિમાં રસમય રંગે રમો,
આવી રંગપંચમી રંગે રમો રે!

રંગે રમો રે રંગે રમો
આવી રંગપંચમી રંગે રમો રે!



# નવલી વસંત

• બહાર •

સખીરી! આજ નવલી વસંતનાં ગાઈએ ગુણગાન,
નૂતન રસરેલે ભૂલીને સાનભાન.

કુંળી કુંપળ ફૂટે વિટપોની ડાળે,
પાન ખરંતાં પીળાં ધરણીને ઢાળે,
શીતળ સમીરલહરી હો વાય!
રસીલી! આજ નવલી વસંતના ગાઈએ ગુણગાન.

ફૂલ્યાં ફૂલો ગુલાબી હસતાં સોહાયે,
સ્નેહસુગંધે મારૂં મનડું મ્હેકાયે,
સ્વપ્નતંદ્રા ગંભીર સેવાય!
સુહાગી! આજ નવલી વસંતના ગાઈએ ગુણગાન.

ફળ ફૂલ ને પંખી પાન પૂર્ણ આનંદે,
રસછોળો ઊડે રસમય જનવૃંદે,
અજબ ચેતનચિનગી રેડાય!
મધુરી! આજ નવલી વસંતના ગાઈએ ગુણગાન.



# પૂજારિણી

• બહાર •

નવલપંથે પરવરતી પૂજારિણી મંદિરીએ.
કોડ અણમાણ્યા પૂરવા જાતી હો મંદિરીએ.

વેરૂ સ્નેહલ સુમન વાટે
સ્નેહઘાટે!
નવલપંથે પરવરતી પૂજારિણી મંદિરીએ.

અક્ષત કુંકુમ ફૂલમાળા
લઈ રસાળા
નવલપંથે પરવરતી પૂજારિણી મંદિરીએ.

વદનમલકે, અંતરઝળકે, આશચમકે, નર્તનઝમકે.
રણુક રણુક રણુક રણુકે નેપૂરમાળા . . .
નવલપંથે પરવરતી પૂજારિણી મંદિરીએ.

દેવીને પાય પડી, પ્રતિમાને ઉરે જડી
નવલપંથે પરવરતી પૂજારિણી મંદિરીએ.



# મોરલા

· તિલકકામોદ ·

મીઠા મીઠા મોરલા હો! ટહુકે મધુ.
ટહુકે મધુ, ગીતે રે ગુંજે મધુ,
વર્ષાની હેલીએ હોંસે રમે?
મીઠા મીઠા મોરલા હો! ટહુકે મધુ.

આભલાં આકાશમાં ખેલ ખેલે કરે ગેલ;
હાં તેને સાદે, વિરાટસૂરે સાદે?
નૂપુરરવના દે?
ઢેલડી સંગાથે નૃત્યે નમે!
મીઠા મીઠા મોરલા હો! ટહુકે મધુ.

આવ્યો આષાઢ આજ, સુરીલા હો કંઠ કાજ;
હો વર્ષા વરસે, ભીંજવતી વર્ષા વરસે,
ખેડૂત ઉર હસે!
મેઘનો દૂત તું ભમતો ભોમે?
મીઠા મીઠા મોરલા હો! ટહુકે મધુ.



# ફૂલવીણુન

·માઢ·

હાંરે વિશ્વવાડી ખીલી! કોઈ આવોને વીણવા એ ફૂલ,
હાંરે કોઈ આવોને વીણવા એ ફૂલ.

સ્નેહના સિંચનધારે ફૂલી ફૂલવેલડી,
જૂઈ ગુલાબ ગરવાં જામી શી બેલડી!
કહો કેમ ગમતાં ન તમને બકુલ?
હાંરે કોઇ આવોને વીણવા એ ફૂલ.

પુષ્પપરિમલ મધુરી મહેકતી,
માનવી માનવના હૈયે લહેકતી,
મીઠી મીઠી મંજરીની દઈએ રે ઝૂલ?
હાંરે કોઈ આવોને વીણવા એ ફૂલ.

મ્હેકભરી લહરી ફૂલડાં હુલાવતી,
સંધ્યા સુનેરી દોરે પારણે ઝૂલાવતી,
એવાં એ ફૂલડાં ન વીણશો પ્રફુલ્લ?
હાંરે કોઈ આવોને વીણવા એ ફૂલ.
હાંરે વિશ્વવાડી ખીલી! કોઈ આવોને વીણવા એ ફૂલ.



# વસંત

·ગાશ·

મ્હેકે આંબલિયે મંજરીની ઝૂલ!
    આવી વસંત વધામણી!

કૂકુ કૂજે કોયલડી ડોલન્તી ડાળીએ,
    સૂરીલા સૂરે વસંતને વધાવતી,
    અંતરનિકુંજે પ્રાણ શું પૂરતી?
આવે વસંત ને પ્રગટે પ્રકાશ?
    આવી વસંત વધામણી!

ઉઘડે છે કલિકાઓ ફૂંળાં કુસુમની,
    આત્માના ભૂલતા ભાન ભ્રમર ત્યાં,
    સુરભિ ઘેરી ઘેરી સુમન વર્ષાવતાં;
ખીલે કમળદલે ઉષાના રંગ!
    આવી વસંત વધામણી!

મ્હેકે આંબલિયે મંજરીની ઝૂલ!
    આવી વસંત વધામણી!



# વર્ષા

·બિહાગ·

ગગન ગરજે દિગન્ત
ગગન ગરજે દિગન્ત
વ્હાલાં આગમ મેઘરાજનાં!
મીઠા ટહુકે મયૂર
મીઠા ટહુકે મયૂર
વ્હાલાં આગમ મેઘરાજનાં!

ડાળે ડોલન્તી એ ચાતકીના પૂર્ણ પ્રાણ
ગુંજતા હો ગીતના સૂર!
વ્હાલાં આગમ મેઘરાજનાં!

કુંજે છલકે કોયલડીના દિવ્ય સૂર!
રેલતાં આનંદનાં શાં પૂર!
વ્હાલાં આગમ મેઘરાજનાં!

બળતાં બચાવતાં વર્ષાનાં વારિબુન્દ
ઊગે ઉત્સવ માનવ ઉર!
વ્હાલાં આગમ મેઘરાજનાં!

આનંદે પંખી પાન, જન દીસે એકતાન
વર્ષાનાં ઝમકે નૂપુર!
વ્હાલાં આગમ મેઘરાજનાં!



# માલણ

ક્યાં રે હું તો ભૂલી?
કોયલના કૈં ગાને
મૃદુલ મંદ તાને
મધુર ગીતસાને
હો વનવન ફૂલઘેલી.

ક્યાં ક્યાં ફૂલ ખીલે?
હો જગફૂલબાગે
પ્રેમળ કો પરાગે
રસિયાંના રાગે
હો વનવન ફૂલઘેલી.

વસંત વને દીઠી:
હો શીત વાયુ વહે છે
ને મીઠી મહેક મ્હેકે
મધુપ મધુ લૂંટે
હો વનવન ફૂલઘેલી.

કુંજે પુષ્પ પ્રગટ્યાં:
ડોલરિયો ડોલે
ને ચંપો મસ્ત ઝૂલે
ચમેલી રસ ઝીલે
હો વનવન ફૂલઘેલી.



માલણ હું તો ભૂલી
કે જાઈજૂઈ વીણું?
ગુલાબ ઘેરા ચૂંટું?
કમળથી રીઝાઉં?
હો વનવન ફૂલઘેલી.

માલણ પ્રેમકુંજે
કલિકા ઉરે ઊગે
કે પ્રેમપૂર જાગે
અંતર વીણા વાગે
હો વનવન ફૂલઘેલી.





# કોયલડી

·ભીમપલાસ·

ઝૂલ રે ઝૂલ, કોયલડી! કુંજે ઝૂલ રે ઝૂલ!

મ્હોરેભરી મંજરી ને ફૂલે ફૂલી વલ્લરી,
સોહે વસંતકેરા સ્નેહના સોહાગ!
પુષ્પે પરાગ!
કોયલડી, કુંજે ઝૂલ રે ઝૂલ!
ઝૂલ રે ઝૂલ, કોયલડી! કુંજે ઝૂલ રે ઝૂલ!

વૃક્ષે ફૂટ્યાં પલ્લવો ને ડાળે ડોલે પંખીઓ,
ટહુકે ઉમંગભર્યા મીઠડા મયૂર!
બાજે નૂપુર!
બાજે નૂપુર!
કોયલડી! કુંજે ઝૂલ રે ઝૂલ!
ઝૂલ રે ઝૂલ, કોયલડી! કુંજે ઝૂલ રે ઝૂલ!

ગીતો મૃદુ ગુંજતી ને કુંજે કુંજે કૂજતી
વિશ્વે રેલન્તી રસચેતનાના સૂર!
ક્યાં રે સુદૂર?
ક્યાં રે સુદૂર?
કોયલડી! કુંજે ઝૂલ રે ઝૂલ!
ઝૂલ રે ઝૂલ, કોયલડી! કુંજે ઝૂલ રે ઝૂલ!



# સૂની મઢૂલી

· સારંગ ·

સૂની મઢુલી સૂનાં બારણું રે રાજ!
સૂના મુજ ઉરના ઓથારઃ
મનમંદિરે રે રાજ!
સૂના અભિલાષ કૈં જાગતા રે રાજ!

સૂની સરિતા સૂની નાવડી રે રાજ!
સૂના સરન્ત નદીનીરઃ
સિંધુસલિલે રે રાજ!
સૂના તરંગ નિરાશ ડૂબતા રે રાજ!

ઉન્હા ઉન્હા વહે છે વાયરા રે રાજ!
ઉરે ઊડે ઉન્હા નિશ્વાસઃ
ઉરકુંજમાં રે રાજ!
સૂની બની છે ફૂલવાટિકા રે રાજ!

કાળી કાળી ત્યાં દીઠી વાદળી રે રાજ!
આવ્યા આષાઢી મેઘરાજઃ
આશ પૂરવાને રાજ!
મ્હારા રસરાજ ક્યારે આવશે રે રાજ?



# પાંદડી

·ભીમપલાસ·

હરિયાળી હરિયાળી હેરી ઘેરી પદ્મપાંદડી
પ્રગટી હો પ્રેમસરવરીએ . . .

રવિરશ્મિ ઉગમણે ઊગતાં
પોયણે પ્રફુલ્લિત પ્રકાશતાં
હેરી ઘેરી પદ્મપાંદડી . . .

દેવકિરણે આંજે કો આંખડી?
વિકસે હૈયું, વિકસે પ્રેમપાંદડી?
હેરી ઘેરી પદ્મપાંદડી . . .

આંસુડે હો અર્પું ઉરઅંજલિ
દેવ રીઝી, રીઝવશો હંસલી?
હેરી ઘેરી પદ્મપાંદડી . . .

હરિયાળી હરિયાળી, હેરી ઘેરી પદ્મપાંદડી
પ્રગટી હો પ્રેમસરવરીએ . . .



# મેહુલો

• સારંગ •

મેહુલા રે ! આભ ઘેરાં ગજાવજે.
ઘેરાં ગજાવજે,
ચંડ સૂર વિશ્વે વેરજે;
મેહુલા રે ! આભ ઘેરાં ગજાવજે.

નીલ નભે મલક મલક વિદ્યુલ્લતા ઝૂલતી,
મેઘની હો મધુરમધુર વાતડી વધાવતી,
દિલડાંમાં નવલનવલ આશાબિંદુ અર્પતી.

વીજસંગે ડોલતો
હો આભઝોલે ઝૂલજે !
મીઠડાં અમૃતનાં
દિવ્ય દાન દઇ જજે !
મેહુલા રે ! આભ ઘેરાં ગજાવજે.





# મહિયારી

·દુર્ગા·

ગોરસ ઢળતાં ગોકુળવાટે,
હો મહિયારી?

ઘમ્મર ઘમ્મર મહીડાં ઘૂમરે,
નિર્મળ નીતરાં માખણ નીતરે,
વેણુ સૂણી ગોપી ગોરસ વિસરે
ગોકુળવાટે . . .

શ્યામ રીસાયો નેસડે ના’વે,
વ્રજમાં જાઉં ત્યારે છાનો આવે,
માખણ ચોરી ધૂમ મચાવે
ગોકુળવાટે . . .

દૂધ-દધિની ધારા ઢોળે,
લીંપ્યું ગૂંપ્યું મારૂં આંગણ બોળે,
તો યે સખિ! હરિ હૈયું હિલોળે
ગોકુળવાટે . . .



# ફાગનૃત્ય

· ભૂપાલી ·

હાંરે ફાગ ખેલો પ્રફુલ્લ ખેલનારા !
નવીન ફાગ ખેલો પ્રફુલ્લ ખેલનારા !

જાગતી વસંત વને પુષ્પે પ્રાણ પૂર્યા,
ઝીણી ઝીણી વાયુલ્હેરે હોરીસ્પર્શ સ્ફૂર્યા . . . હાંરે૦

થનગન થન કૂદતા ઘેરૈયા ઘૂમીએ,
ઉત્સવઉલ્લાસે ગુલાલ ઉડાડીએ . . . હાંરે૦

વેણુ દૂર વાયે, મૃદંગ મંજુ બાજે,
નવલા સરોદ રેડી પંખીઓ નવાજે . . . હાંરે૦

રાસની રસમૂર્તિઓ મસ્તબની આવો,
આનંદે વૃંદ ખેલો, લાલ રંગ લાવો . . . હાંરે૦

વૃદ્ધ, યુવા, યુવતી જીવનમાં ઝૂમીએ
રસિયાં ! વિરાટ સૂરે વિશ્વરાસ રેલીએ . . . હાંરે૦



# નિમંત્રણ

દીપે હો દીપક દીવડી
ઝગમગ ઝળકે રસમાંડવડી
સખિ! રાસે રમવા આવજો.

ઝૂલે કસુંબલ ચુંદડી
ઝમઝમઝમ ઝમકે ઝાંઝરી
સખિ! રાસે રમવા આવજો.

નમતી નવપલ્લવવેલડી
મૃદુ લચકે મમ તનુવેલડી
સખિ! રાસે રમવા આવજો.

સરખી સાહેલી બેલડી
થનથનથન નાચે ઢેલડી!
સખિ! રાસે રમવા આવજો.

રાસઘેલાં ત્રણુત્રણુ તાળી દઈ
ઝળહળ રસજ્યોતે જાગીએ
સખિ! રાસે રમવા આવજો.



# બ્હેની

·માઢ·

બ્હેની બોલે રે, હો બ્હેની બોલે,
મીઠા મીઠા બોલ મ્હારી બ્હેની બોલે.

બ્હેનીના બોલ લાગે બુલબુલના ટહુકા,
ગૃહકુંજે એનાં ગીતડાં ગુંજે;
મીઠા મીઠા બોલ મારી બ્હેની બોલે.

બ્હેનીના હાસે મારૂં હૈયું બહુ હસે,
પુરણ આનંદે ઉર હેલે ચઢે;
મીઠા મીઠા બોલ મારી બ્હેની બોલે.

બ્હેની રડે ને આંખ આંસુડાં રે ગરે,
સ્નેહલ સિંધુનાં બિંદુડાં ઝરે;
મીઠા મીઠા બોલ મારી બ્હેની બોલે.

બ્હેનની પ્રતિમાનાં પૂજન રે પૂજતાં
આતમમંદિરીએ દિલડાં ડુલે;
મીઠા મીઠા બોલ મારી બ્હેની બોલે.



# તનમનીઆં

હાં રે અમે ઊગ્યાં
પ્રભાતની પાંખે
સૂરજની સાખે
ઊજળી રે આંખે
હો કુંજકુંજ તનમનીઆં.

હાં રે ખૂબ ખીલ્યાં
ગુલાબી ગુલાલે
રે ભૂમિને ભાલે
કે ઓષ્ઠના પ્રવાલે?
હો કુંજકુંજ તનમનીઆં.

અવનિકુંજ ઊતર્યાં
આકાશના કૈં તારા
ધરતીપે ઘૂમનારા
રાસે રમનારા
હો કુંજકુંજ તનમનીઆં.



માલણ કોઇ આવી
કૈં પ્રેરણાના પાને?
સુવાસ ઝીલવાને
કે ગીત ગૂંથવાને?
હો કુંજકુંજ તનમનીઆં.

મૃદુલ અંગુલિએ
અમને એણે ઝીલ્યાં
હથેલીમાં રે ઝૂલ્યાં
કે ભાન સૌ ભૂલ્યાં!
હો કુંજકુંજ તનમનીઆં.

હાં રે અમે જાગ્યાં
રે રોષની ઝાળે
હૈયાની વરાળે
કે કેસરી કરાળે
હો કુંજકુંજ તનમનીઆં.

અજબ રંગે ઊડ્યાં
કુસુમ કરમાયાં
પીળાં પલટાયાં
શું પ્રાણતેજ ઊડ્યાં?
હો કુંજકુંજ તનમનીઆં.



# ઉષા ને સંધ્યા

• સારંગ •

ઉષા ને સંધ્યા બે બ્હેનડી સ્નેહાળ!

ઉષા ઊગે ને તારલા શરમાય
સંધ્યા ગુલાલે તારિકા સુહાય
આભને આંગણે રે બ્હેન!
ઉષા ઓવારતી ઓવારણાંની ધાર!

એકના ઉજાસે જગ જાગતું
બીજીની છાંયે શાંતિ સેવતું
પશ્ચિમ ગોખમાં રે બ્હેન!
સંધ્યા દીપાવે આભ દીવડાની માળ!

ઉષાના રંગમાં યૌવન ઠમકાર
સંધ્યાના ગીતે ગંભીર ઝમકાર
બેઉની બેલડી રે બ્હેન!
નિર્મળ પીયૂષ પાન પૂરતી પ્રેમાળ!

આભની અટારીએ ઝૂલતી રસાળ!
ઉષા ને સંધ્યા બે બ્હેનડી સ્નેહાળ!



# વેણીગૂંથન

• બાગેશ્રી-બહાર •

વેણી ગૂંથોને વસંતદેવ!
પ્રકૃતિ વેરે પુષ્પ ખોબલે.
પમરે કળીએ પરાગ દેવ!
ફૂલડાં રમંત માતખોળલે.

સંધ્યા સખી અંબોડલે બીજચંદિરા ઝૂલે,
કુસુમદલ વ્યોમકુંજે ડોલે રે!
પ્રકૃતિ વેરે પુષ્પ ખોબલે.

મોગરાની કળી વીણી, ગુલાબે ગૂંથું વેણી,
સુતરની તાંત કાચી જાણી રે!
પ્રકૃતિ વેરે પુષ્પ ખોબલે.

માળાના મણુકા તૂટ્યા, ઊંડેરાં સ્વપ્નાં ઊડયાં,
ફૂલડાંનાં હૈયાં સખિ! ફૂટયાં રે!
પ્રકૃતિ વેરે પુષ્પ ખોબલે.

વેણીનાં ફૂલ લ્યોને દિલદેવ!
પરોવી દ્યો મ્હારે અંબોડલે.



# ચંદા

·દુર્ગા–કેદાર·

વનવન ભમતી આવી હો ચંદા
તેજ પ્રસારી...

અનિલ આવેગે જલ-ઊર્મિ ઊડે
ચંદની નૃત્યે નયનાં ઠારે
પાંદડે પાંદડે પૂર્ણ પ્રકાશી
આવી હો ચંદા તેજ પ્રસારી...

ઉજ્જ્વળ પાલવ સરકે વ્યોમે
તારકટીલડી ઝાંખી થૈ નમે
સુધાસરિતે સ્નાન કરંતી
આવી હો ચંદા તેજ પ્રસારી...

પ્રેમહિંડોળે પ્રણયી હીંચે
શીતળ કિરણે ઉભય ઉર રાચે
રસિક ઉરે પ્રકાશ જગાવી
આવી હો ચંદા તેજ પ્રસારી...

ફળ ફૂલ સંગે ખેલે હો ચંદા
તેજ પ્રસારી...
વનવન ભમતી આવી હો ચંદા
તેજ પ્રસારી...



# નવદીપ

•મિશ્ર પીલુ•

મંડપે મંડપે દીપે દીપમાળ,
નવરાત્રે નવદીપ રેલે તેજધાર . . .
દીવડે દીવડે જ્યોત ઝબકાર,
નવરાત્રે નવદીપ રેલે તેજધાર . . .

સૂરજ ને ચાંદલે પૂર્યા પ્રકાશ?
તારલાએ વેરી કૈં છાનીછાની આશ?
આંગણે આંગણે પ્રાણપગથાર,
નવરાત્રે નવદીપ રેલે તેજધાર . . .

નયણાંની જ્યોતનાં ઝીલે કોણ નૂર?
રાસસરિતે સરે રસનાં પૂર!
બારણે બારણે ગીત ટહુકાર
નવરાત્રે નવદીપ રેલે તેજધાર . . .

મંડપે મંડપે દીપે દીપમાળ
નવરાત્રે નવદીપ રેલે તેજધાર . . .





# નિશા

· બિંદ્રાબની સારંગ ·

શ્યામળ સાડી સજી એકલી
નિશા ઊતરે પેલા ડુંગરાની ધાર.

એને અંબોડલે ગુલાબ ફૂલ ઝૂલતું,
ઝીણી વાયુ લ્હેરે ફૂલ એક શોભતું,
ગૂંથી શું તારિકા વ્યોમકલાપે?
નિશા ઊતરે પેલા ડુંગરાની ધાર.

એવે છૂપાતો કુંજે ચંદ્રમા ત્યાં ઊગે,
નિશા પાલવ ધરી કુંળા કિરણે ચગે,
પાલવડો સરકે પ્રેમઘેલી રે!
નિશા ઊતરે પેલા ડુંગરાની ધાર.

કાળી એક વાદળીની ઓથે ચાંદલો
લજ્જિત થઈ નીચું ન્યાળતો શરમાળ.



# દીપાવલિ

· દેશ ·

આંગણું દીપાવતી દીપાવલિ આવી
આવી આવી આંગણું દીપાવતી દીપાવલિ આવી...

રંગરંગિત રંગોળી રંગી
ભાતભાત સાથિયા સુહાવીએ;
ઉંબરે મોંઘાં આમંત્રણ પૂરી
આંગણિયે આશવારિ વેરીએ.
આવી આવી આંગણું દીપાવતી દીપાવલિ આવી...

મહેલ મિનારે દીવડા દીપે
દૂરદૂર ઘુમ્મટો દીપી રહે;
તેજપતાકે તિમિર ઊડે
તારલિયા આકાશે ટમટમે.
આવી આવી આંગણું દીપાવતી દીપાવલિ આવી...



# ફૂલવાલી

·બિંદ્રાબની સારંગ·

ભરી છાબમાંહ્ય ફૂલ, ફૂલવાડીનાં રે ફૂલ,
ચાલી હું વેચવા ફૂલવાલી.

ચંપો ચમેલી જાઈ ને પારિજાત જૂઈ,
મોગરો ગુલાબ લ્યો! ફૂલવાલી.

ફૂલ વેણી ગુંથાય, સ્નેહી હૈયાં રીઝાય,
વેણીનાં ફૂલ લ્યો! ફૂલવાલી.

પુષ્પમાળ સુહાય, પ્રભુમંદિરે પૂજાય,
પૂજનનાં પુષ્પ લ્યો! ફૂલવાલી.

કોણ મૂલવે રે મૂલ?
રાજે કોને ઉરે ફૂલ?
રસિયાના રસ લ્યો! ફૂલવાલી.



# શરત્પૂર્ણિમા

ઊંચે ઊંચે વ્યોમે ચગે ચંદા
હાં આભભાલે ઊગી શરત્પૂર્ણિમા.

ફૂલે ફૂલે ને ડાળે ડાળે
હાં આજ ઊગી શરત્પૂર્ણિમા.

ઊગી ઊગી રસિયાના ઉરે
હાં આજ ઊગી શરત્પૂર્ણિમા.

જુગ જુગ જૂનાં અજવાળાં
હાં આજ ઊગી શરત્પૂર્ણિમા.

ઠારે ઠારે એ તમ કોઇ હૈયાં
હાં આજ ઊગી શરત્પૂર્ણિમા.

ઊંચે ઊંચે વ્યોમે ચગે ચંદા
હાં આજ ઊગી શરત્પૂર્ણિમા.



# રાસવલ્લરી

• સારંગ •

ગુર્જરીની કુંજે મ્હોરી રાસવલ્લરી;
ફૂલડે ફોરમ ફોરે રે,
રાસ એવા ઝીલો ઝીલોને.

ઉરસરિતાની રપૂર ઉછળ્યાં;
ઊડેઊડેઝીણુાતરંગ રે,
રાસ એવા ઝીલો ઝીલોને.

જાણી અજાણી કેં વીણાના વાદને
સ્ફૂર્યાં અધૂરા સૂર રે,
રાસ એવા ઝીલો ઝીલોને.

બસૂરા સૂરને સૂરમાં મિલાવી
ગુંજવો મધુરાં ગીત રે,
રાસ એવા ઝીલો ઝીલોને.

ગુર્જરી વિશાળ મ્હારી વેલડી નાની
ઊગે તો રાચશે ઉર રે,
રાસ એવા ઝીલો ઝીલોને.



## મુક્તિનાં ગાન

· બિહાગ ·

ભારતીને આંગણે મુક્તિનાં ગાન;
મુક્તિનાં ગાન ગાશું સૌએ ગુલતાન,
ભારતીને આંગણે મુક્તિનાં ગાન.

જનતાનાં નયને મૂંગા અશ્રુના સાગરો
લ્હોવા દઈશું અમે મુક્તિપ્રેમપાન;
ભારતીને આંગણે મુક્તિનાં ગાન.

ભારતીનિકુંજ ફરી મ્હોરી મ્હાલી ફાલવા
ચાલો દઈએ સેવા–સ્વાર્પણનાં દાન;
ભારતીને આંગણે મુક્તિનાં ગાન.



# દૂધડાં

• ભૈરવી •

મીઠેરાં દૂધડાં લ્યો! મટુકી નમેલી.
ઉજ્જવળ અમૃત લ્યો! ચાંદની ઝમેલી.

પુણ્યપ્રભાતે દોહ્યાં,
ત્રિભુવન મન મોહ્યાં,
એવાં અણમોલાં દૂધ વેચું ગોવાલણ.
મીઠેરાં દૂધડાં લ્યો! મટુકી નમેલી.

ગાયઘંટડીઓ ઘમકે,
દૂધધારે ત્રાંબડી ઝમકે,
લેશો પુરવાસી પ્રેમ દેતી ગોવાલણ?
મીઠેરાં દૂધડાં લ્યો! મટુકી નમેલી.

શ્વેત ઝરે દૂધઝરણાં,
ઉરે શુદ્ધ સ્નેહીશમણાં!
સ્નેહી! સાચવશો સ્મૃતિ દેતી ગોવાલણ?
મીઠેરાં દૂધડાં લ્યો! મટુકી નમેલી.



# રાતરાણી

·સારંગ·

રાતરાણીનાં ફૂલ ઝૂકે ને મ્હેકે.
મઘમઘ સુરભિ મ્હેકાયઃ
હાં ફૂલ ઝૂકે ને મ્હેકે.

આભલેથી ઢાળ્યાં નીર ચંદ્રિકા માલણે
ખીલે ને ઝોલે ઝૂલાયઃ
હાં ફૂલ ઝૂકે ને મ્હેકે.

કોયલ રાણી સમી છૂપે ફૂલરાણી
મદભર નયણાં ઘેરાયઃ
હાં ફૂલ ઝૂકે ને મ્હેકે.

રજનીની સાહેલી એ રાતભરી લાડતી
પ્રભાતે પોપચાં બીડાયઃ
હાં ફૂલ ઝૂકે ને મ્હેકે.

દેવદેવી છાંટે કૈં સુરભિનાં છાંટણાં
અનુપમ લ્હાણ લૂંટાયઃ
હાં ફૂલ ઝૂકે ને મ્હેકે.



## રૂસણું

પહાડી ઝીંઝોટી

શ્યામ મુરારિ, શ્યામ મુરારિ, શ્યામ મુરારિ
રૂસણું છોડો . . .

ગોપીઃ શશી સરીખું મુખડું મલકે
ન્યાળીને ગોપી મદભર ઢળકે
નંદના દુલારા . . . રૂસણું છોડો . . .

ગોપીઃ મીઠા મહીડે મટુકી નમેલી
ચખાઉં ગોપી હું અલબેલી
લાડીલા હોન્યારા . . . રૂસણું છોડો . . .

ગોપીઃ દૂધ ઢોળ્યાં ગોરસ ફોડચાં
ગોપગોપી પોઢચાં જગાડચાં
વેણુ છેડનારા . . . રૂસણું છોડો . . .

રાધાઃ રાધા વીનવું રૂસણું છોડો
સૌ ગોપિકાને રાસે રમાડો
રાસના રમનારા . . . રૂસણું છોડો . . .

[કૃષ્ણ આળસ મરડી ઊઠે છે અને ગોપગોપીઓનો સમૂહરાસ રચાય છે. રાધા–કૃષ્ણ મધ્યમાં રાસ ખેલે છે.]



# રાસ

· બિંદ્રાબની સારંગ ·

રૂપલા રે રજનીમાં રાસે રમો.
રાસે રમો સૌ ઘમ્મર ઘૂમો,
રૂપલા રે રજનીમાં રાસે રમો.

બંસી બોલે ને ચંદ્રિકા ઝૂલે,
ઝૂલે કે હંસલા મયૂરઃ
હાં રે સૌ રાસે રમો.
રૂપલા રે રજનીમાં રાસે રમો.

પ્રકૃતિ ડોલે ને માનવી ડોલે
ડોલે બ્રહ્માંડના સૂર!
હાં રે સૌ રાસે રમો.
રૂપલા રે રજનીમાં રાસે રમો.



# માલણી

•મિશ્ર માઢ•

કુંજન વનમાં ચાલી હું માલણી
ખાલી ફૂલછાબ હો ફૂલે ભરૂં.
તગતગતાં તગર ને પારિજાત પાંદડી
ગુલાબી ગોટા લઈ ગૃહે ફરૂં.

ઊંચે ઊંચેરી આંબલિયા ડાળે
મીઠેરી મંજરી ઝૂમે ઝૂમે;
ઝૂલન્તી કોકિલા ને ઝૂલન્તા મોરલા
હું યે આંબાડાળે હીંચ્યા કરૂં.

હીંચન્તા હીંચકે ગૂંથું હું માળા
ઊંડે ઊંડે કહાન વેણુ વાગી;
છાબડી પડી ને સૌ વેરાયાં ફૂલડાં
અંતરમાં અવનવી ઊર્મિ ઊગી.

કોણે અંગુલિએ બીડયાં નયનદ્વાર?
શાનેઘનશ્યામઆજઘેલાથતા?
કંઠે પહેરાવુંપ્રેમેઅધુરીમમપુષ્પમાળ
દિલડાના દેવ દિલે દૂભશો ના.



# દેવદાસી

• દેશ •

ઘંટડીઓ મંદમંદ રણુકે મંદિરે
હો રણુકે મંદિરે...
નૃત્ય નર્તતાં નૂપુરનાદ વિસ્તરે
હો નાદ વિસ્તરે...

ફૂલવેણી, ફૂલમાળ
ફૂલકુંડળો રસાળ
ફૂલકંકણો સજેલ દેવદાસી રે
હું દેવદાસી રે...

પ્રેમે જગવું દીપજ્યોત
ઉર ઉર વ્યાપી જ્યોત
ધૂપની સુવાસ ધરૂં વિશ્વમંદિરે
હો વિશ્વમંદિરે...

વાજે વીણા ને મૃદંગ
નૃત્યથી રચું ત્રિભંગ
અંગ અંગ નૃત્યઘેન નેન ઘૂમરે
હો નેન ઘૂમરે...



# પનિહારી

•મીયાં મલ્હાર•

હું રે પનિહારી પનઘટ પાણીડાં જઉં.
ફરકે મુજ ઓઢણી ને પલકાતી પાંપણી
ઝમકન્તાં ઝાંઝરના ઝમકે ઝમું;
હું રે પનિહારી પનઘટ પાણીડાં જઉં.

ઉજમાળી ઉષા ધરૂં, સૂરજઘડુલો શિરે,
લાલ ગુલાલ રંગ રેડતી રમું;
હું રે પનિહારી પનઘટ પાણીડાં જઉં.

આકાશગંગાજળ ભરવાને કોડભરી
ન્હાના બેડલે નદીને સમાવી નમું;
હું રે પનિહારી પનઘટ પાણીડાં જઉં.

પાઉં પીવરાવું હું પથિકને પ્રેમનીર,
જગકુંજે મધુરા ટહુકે ગમું;
હું રે પનિહારી પનઘટ પાણીડાં જઉં.



# મુરલી

· ભૈરવી ·

કાન્હે બજાવી મુરલી મધુરી મનમ્હોલે;
ડોલે મયૂર વિહંગો રસિયાં જન ડોલે.

જમુનાના જળઘાટે ધીરી
જાતી હું પનિહારી
...જગવી રસબોલે;
કાન્હે બજાવી મુરલી મધુર મનમ્હોલે.

રૂમઝુમ રૂમઝુમ નૂપુર રણકે
જાતી હું મહિયારી
...ઝૂલતી ગીતઝોલે;
કાન્હે બજાવી મુરલી મધુરી મનમ્હોલે.

ગગરી છોડી, મટુકી છોડી
આવો સૌ વ્રજનારી
...વેણુ ઉર ખોલે;
કાન્હે બજાવી મુરલી મધુરી મનમ્હોલે.



## વસંતોત્સવ

· કેદાર ·

પ્રફુલ્લ ખીલ્યાં પુષ્પો પીળાં, મઘમઘ સુરભિના રસ રેડયા
ફૂલઝાડે વનફૂલડાં વેર્યાં
લાલ ગુલાબે કુંકુમ ખેર્યાં
મોરલિયાએ પૂજન પ્રેર્યાં
કોયલ રાણી, શ્યામલ શાણી, રણુઝણુતી ગીત ઘંટડી સૂણી.

ઢેલડી પાયે નૂપુર નાચે
સરિતા ઊર્મિ તાલે રાચે
વિવિધ વિહંગ ડાળે હીંચે
વસંતદેવી, વેણી સુહાવી, ફરફરતી ચુંદડી ફરકાવી.

ઝીણી ઝીણી વેણુ વાયે
રસભીનાં કૈં રાસ રચાયે
મદઘેલાં જનચીર ભીંજાયે
ઉત્સવરંગે, અંગેઅંગે છલકાતી રસછોળ અભંગે.



# વીરપૂજન

·મિશ્ર કાફી·

હું વીરને પૂજનારી
વેરૂં ફૂલો વીરવાટે,
હું વીરને પૂજનારી ...

કુંકુમનો કરૂં ચાંદલો ભાલે,
અક્ષત રંગી રંગ ગુલાલે,
માળા ધરૂં ઉરપાટે;
હું વીરને પૂજનારી ...

ઓવારણાં ઓવારૂં હું પ્રેમે,
શુભ શકુને સિધાવો ક્ષેમે,
શૂરા ઘૂમો રણઘાટે;
હું વીરને પૂજનારી ...

કેસરી સાફો શિરપે સોહાવું,
લ્યો શમશેર હું કમરે ઝૂલાવું,
વીરા ઝૂમો માત માટે;
હું વીરને પૂજનારી ...



## સ્વાગત

• બહાર •

લીલાં તોરણિયે લહરે આંગણલું
તોરણિયે તગતગતી ઝૂલ
રંગરંગ ફૂલડાંની ઝૂલ
આવો સખિ! અતિથિને ફૂલડે વધાવીએ . . .

માલણ: ઉરક્યારે વીણેલ
સ્નેહતારે વણેલ
નીલ નયને ગૂંથેલ
આવો સખિ! અતિથિને ફૂલડે વધાવીએ . . .

પૂજારણ: દીપથાળે દીપન્ત
પદ્મપત્રો હસન્ત
પુષ્પકલિકા લસન્ત
આવો સખિ! અતિથિને ફૂલડે વધાવીએ . . .

દેવદાસી: મંદ રણકે નૂપુર
અંગ ઊડતું સુન્દર
ઉરે ઉત્સવનાં પૂર
આવો સખિ! અતિથિને ફૂલડે વધાવીએ . . .



# વર્ષા ને વાદળી

· ભીમપલાસ ·

લીલમલીલાં, લીલમલીલાં તરુવર લચકાય,
લીલુડી ચુંદડીએ વર્ષા સોહાય.

ટપપટપ ટપકન્તાં વર્ષાનાં બિંદુડાં
પોયણાંની પાંદડીએ પડતાં ઢોળાય.

નીલમરંગી નભચોકે વાદળી
રાસે રમતાં મૃદુ અંગ મચકાય.

તાલનૃત્યે વર્ષા ઘડુલી છલકાવતી
સૃજનના નીરે નવાજી મલકાય.

ઝીલે પપૈયા, ગીતના ગવૈયા,
ઝીલતાં વાદલડીની ચુંદડી ભીંજાય.

વર્ષા ને વાદળી મેઘજીને વિનવે
પુલકિત થાતાં સૃષ્ટિ સલિલે સિંચાય.



# વનબાળા

• જયજયવંતી •

પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.
વીજ ઝબુકે કંઠે રણુકે મોતીમાળા.

કંકણ રણુકે
ઝાંઝર ઝણુકે
ફૂલનમણુકે ગૂંથું ફૂલમાળા,
પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.

નલિની સલિલે
અંકુરો વેલે
ઊર્મિઓ ઝીલે વસંતરસધારા,
પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.

સંધ્યાસરિતે
પુષ્પોની પ્રીતે
સલુણી ચિત્તે સ્ફુરે સ્નેહ ન્યારા,
પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.

કુસુમ ચૂંટતી
કુંજમાં કૂજતી
ફરફર ફરતી ઘૂમતી વનબાળા,
પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.



ફૂલડાં નાચે
મધુપ રાચે
મધુ શું યાચે? મદઘેલાં રસાળાં,
પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.

હું છું વાસંતી
વિશ્વે ઝુમંતી
પ્રાણુ પૂરંતી ઊડંતી વનબાળા,
પુષ્પો પ્રફુલ્લ ગ્રહી ઊડું વનબાળા.



# દીઠી વસંત

•મિશ્ર કાફી•

હો દીઠી વસંત વનમાં;
હરિણી શી ચંચળ ચાલે
હો દીઠી વસંત વનમાં.

અભિનવિત ફૂલઓઢણી ઓઢી
પ્રેમે કમળદલપુંજે પોઢી
જાગતી ઝાંઝર ઝાલે
હો દીઠી વસંત વનમાં.

કુંજકુંજ વસનારી વનરાણી
મલયલહરે લહરૂ મસ્તાની
ભમતી અવનીભાલે
હો દીઠી વસંત વનમાં.

ચમકું ચારુ ઉષાની પાંખે
ચમકું સૂરજસોમની આંખે
ચમકું ગુલાબી ગુલાલે
હો દીઠી વસંત વનમાં.

ઊડતી લીલમલીલાં પાને
ગુંજતી પંખીકલરવ ગાને
નર્તતી નર્તનતાલે
હો દીઠી વસંત વનમાં.



# ચંદ્રને

· પીલુ ·

ચંદ્ર! તને પૂછું હું છાની છાની વાત;
ખૂબ ખૂંદે આકાશે
રમતો રજનીના રાસે
તને પૂછું હું છાની છાની વાત.

શ્વેત વાદલડી ઘડી ઘડી રીસાતી!
શ્યામ વાદળીની અલકલટ છવાતી?
ચંદ્રિકા વ્યોમવિહારે જાતી?
તને પૂછું હું છાની છાની વાત.

અમૃત પાઈ પીને અમૃતમાં ડૂબવાં?
ચાંદની ઝોલે ઝૂલાવી હૈયે શાં ઝૂલવાં?
ઊરની ઊર્મિઓને ઊડવાં?
તને પૂછું હું છાની છાની વાત.
ચંદ્ર! તને પૂછું હું છાની છાની વાત.



# વનવસંતની વાડીએ

· દેશ ·

ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ;
વીણવાને જાતાં'તાં દૂર
રૂમઝુમ મલકાતાં નૂપુર
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

નવરંગી ચુંદડી ને નવરંગી ફૂલડાં
નવરંગી પતંગિયાંસંગ ડોલીએ ફૂલડાં
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

મંજુ મંજુ ટહુકે કૈં યૌવનવનકોકિલા
આશા, ઉલ્લાસ, રંગ રેડે જગકોકિલા
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.

હીંચતી પ્રફુલ્લસરે ન્હાનીશી પાંદડી!
ફૂલડાં ઝીલું ? શેં મ્હારી ઝીણેરી છાબડી!
ફૂલડાં ઝૂલે હો વનવસંતની વાડીએ.





# ક્રાન્તિરાસ

• વાઘેશ્વરી •

નવગુજરાતણુ રાસ રચાવો:
ક્રાન્તિ જગાવો
રસ ઉભરાવો
નવપગલીઓ પ્રેમે પૂરાવો,
નવગુજરાતણુ રાસ રચાવો.

શુષ્ક રસિકતા! નીરસ ભાવો!
કૃત્રિમ શણગારો! એ રસલ્હાવો?
નવરંગ સાડી સજાવો,
નવગુજરાતણુ રાસ રચાવો.

લોલવિલોલ કલ્લોલની પૂર્તિ
નમણી, સુકોમળ, સુંદર મૂર્તિ
મૂર્તસ્વરૂપે રચાવો,
નવગુજરાતણુ રાસ રચાવો.

નર્તન વાદન ગાયન સંગે
કુંકુમ કંકણુ કુંડળ અંગે
સજીવ કલા સુહાવો,
નવગુજરાતણુ રાસ રચાવો.



# નાવિકનું ગીત

· મિશ્ર કાલિંગડો ·

ધીરી ડોલે મુજ નાવ,
ધીરી ધીરી ધીરી ધીરી
ધીરી ડોલે મુજ નાવ.

સાગરના હો શાંત સલિલે ચંદા રેલે ચમકાર,
સિંધુશશીની એલડી ઝીલે ઉરતણા ઝમકાર;
હાં ધીરી ડોલે મુજ નાવ.

આશાજલધિજળે ભમતી વમળે ઝોલાં ખાય,
નાવિક નમણો ઊંડી કો આશે દૂર દ્વીપ પ્રતિ જાય;
હાં ધીરી ડોલે મુજ નાવ.

હાંરે કોઈએ ભાળ્યા જગમાં
આશાકેરા ઓવાર?
પંથભૂલ્યાને પંથ બતાવી
નાવ ઉતારો પાર...
ધીરી ડોલે મુજ નાવ.



# આદર્શ ગુજરાતણ

· વાઘેશ્વરી ·

દીવડે દીવડે જ્યોતિ પૂરતી;
પ્રેમ નિર્ઝરિણી
રસતરંગિણી
ગુર્જરીવને કૂજે કલ્લોલિની;
દીવડે દીવડે જ્યોતિ પૂરતી.

પગલી પાડે નવપગથારે
કૌમારકુંજે કલા પ્રસારે
સત્યજીવન સ્વીકારે
દીવડે દીવડે જ્યોતિ પૂરતી.

ગરવી ગુણિયલ ગૃહમંદિરે
સ્નેહસુરભિ વેરે સંસારે
રમતી આત્મઓવારે
દીવડે દીવડે જ્યોતિ પૂરતી.

જ્યોતિ પ્રકાશે આશ વિકાસે
ભૂતતણાં તિમિર દૂર ભાસે
ભમતી ભાવિ ઉજાસે
દીવડે દીવડે જ્યોતિ પૂરતી.



## ઉષાકુમારી

· પીલુ ·

નવલખ કિરણકુંજે હું આવું
આવું ઉષાકુમારી.
નવરંગ નવલી સાડી સજાવું
આવું ઉષાકુમારી.

તારકફૂલડાં છાબમાં વીણવા
અંબરગોખે દીવડા પૂરવા
કિરણે કિરણે કલા સુહાવું
આવું ઉષાકુમારી.

રંગબેરંગી રંગોળી રંગે
પ્રાચીના ચોક હું ચીતરૂં ઉમંગે
સૂરજદીવડાની જ્યોત જગાવું
આવું ઉષાકુમારી.

સોનલ અંગુલિએ પંકજ ખીલે
પંખી પ્રભાતે ગીતડાં ઝીલે
અરુણજ્યોતે જ્યોત મિલાવું
આવું ઉષાકુમારી.



# ફૂલડાંનાં આમંત્રણ

રંગરંગી પચરંગી
ફૂલ ફૂલ્યાં રે
વાડીમાં ફૂલ ફૂલ્યાં રે...

હો કેસુડો ત્યાં બોલાવે
જાઈજૂઈ હસ્ત મિલાવે
ગોરૂં ગુલાબ હસાવે
ફૂલ ફૂલ્યાં રે...

ચંપો ચમેલી હીંચે
મીઠી મધુરપ સિંચે
ઘેને મ્હારી આંખડી મીંચે રે
ફૂલ ફૂલ્યાં રે...

ડોલરિયો ડોલી ડોલી
મોગરો મ્હોરી મ્હાલી
સૂતેલાં હૈયાં ખોલી રે
હો મને ત્યાં બોલાવે રે...

રંગરંગી પચરંગી
ફૂલ ફૂલ્યાં રે
વાડીમાં ફૂલ ફૂલ્યાં રે...



## હંસલા ઊડજે—

·સોરઠ·

હંસલા! ઊડજે બ્હેનીના દેશમાં.

બ્હેનીના દૂર દેશ
મ્હારે વસવાં વિદેશ
હંસલા! ઊડજે બ્હેનીના દેશમાં.

કે'જે સંદેશ એક
ભૂલશો ના સ્નેહટેક
હંસલા! ઊડજે બ્હેનીના દેશમાં.

ફૂલડાંના દાન દઈ
પ્રેમપરિમલ લઈ
હંસલા! ઊડજે બ્હેનીના દેશમાં.

ચંચુમાં કાવ્ય ગ્રહી
સ્મૃતિનાં ચિહ્ન લહી
હંસલા! ઊડજે બ્હેનીના દેશમાં.

શૈશવની યાદ રૂપ
ગુલ પેખજે અનુપ
હંસલા! ઊડજે બ્હેનીના દેશમાં.



# લહરી

•માઢ•

હાંરે લહરી રે! મંદમંદ વાજે મીઠેરા પ્રભાતમાં.

પ્રકૃતિના ઉદ્યાને ગુલકલિકા ખીલે
એના રવે પિયુજી નીંદરના ઝીલે
જરા કે'જે કલિકાને ધીરે ખીલે!
હાંરે લહરી રે! મંદમંદ વાજે મીઠેરા પ્રભાતમાં.

સ્હામે સરવરતીરે નાની નાવડી ડોલે
તરંગનાદે પિયુજી ઘેરાં નયણાં ખોલે
જરા કે'જે તરંગમાળ ધીરે ડોલે!
હાંરે લહરી રે! મંદમંદ વાજે મીઠેરા પ્રભાતમાં.

પીળાં પીપળપાનના ઝૂમખાં ઝૂલે
જેના સાદે સલૂણાનાં સ્વપ્નાં ડૂલે
જરા કે'જે પાંદડિયાંને ધીરે ઝૂલે!
હાંરે લહરી રે! મંદમંદ વાજે મીઠેરા પ્રભાતમાં.



# અભિનયદર્શન

આ અભિનયદર્શન નાટ્યશાસ્ત્ર કે નૃત્યકળાના ગ્રંથોના આધારે યોજ્યું નથી. એમાં તો માત્ર હૃદયના ઊર્મિપ્રેરક અને નૃત્યપ્રેરક ઉમળકાને દોરવાનો ઝાંખો પ્રયાસ છે. જીવનના સામાન્ય વ્યવહારમાં પણ નૃત્ય જણાશે. મા પોતાના બાળકને ઘોડિયામાં કિલકિલાટ કરતું નિહાળે છે ત્યારે કુદરતી રીતે જ એના વાત્સલ્યભર્યા અંતરમાં સ્નેહના ફુવારા સ્ફુરે છે, અને એ બાળકને પોતાના અંતર ઉપર સમાવી બંને હસ્તે ઝૂલાવે છે. આ પણ એક આનંદનૃત્ય જ છે ને!

કેટલેક સ્થળે નૃત્યગીતોને જે બેહૂદો ઓપ મળે છે એ અટકે એ આશયથી જ આ પ્રયત્ન કર્યો છે. આ માર્ગદર્શન જનતાને બંધનકર્તા નથી.

**મનુ દેસાઈ**



**ઉષાને આંગણે** (પ્રભાતનું દશ્ય): વાદ્ય: રંગભૂમિના પાછળના ભાગમાં પક્ષીઓનો અવાજ—શંખઘંટડીઓનો અવાજ વગેરે પ્રભાતનું તાદશ્ય વાતાવરણ રજૂ કરશે. ઉષાનાં જેવાં વિવિધરંગ તેવાં જ એનાં નવરંગી વસ્ત્રો. ફૂલછાબમાંથી વિવિધ રંગોનાં ફૂલડાં વેરતી ઉષા પધારે છે. રંગ-બેરંગી રંગોળી રંગે છે. ઉષાની નિર્દોષ પ્રતિમાનાં ઝાંખાં દર્શન થાય છે. 'તવ જ્યોતિકણો વિલાય કાં?'–જ્યોતમાં જ્યોત મળી જાય છે એ ભાવ દર્શાવવા, અંતે 'સ્વપ્ન કે સત્ય?' એ વિમાસણમાં પડતી ઉષા ધીમે પગલે સરકી જાય છે.

**પૂજારિણી:** હૈયામાં અનેરી આશાનાં સ્વપ્નાં સેવતી પૂજારિણી ગંભીર મુખમુદ્રા ધરી પ્રવેશે છે. આ ગીતમાં દેવદેવીઓ પ્રત્યે આર્યબાળાની એકનિષ્ઠા અને વિશ્વાસ છે. દેવી સમક્ષ હૃદયના અતલ ઊંડાણમાં ઘૂમી રહેતાં મંથનોનો સ્ફોટ થાય છે. અભિલાષા અને એને અંગે ઉદ્ભવતો

હર્ષ બતાવવો. 'રણુક નેપૂરમાળા . . .' પગના ત્રણ ત્રણ તાલ લેવા. છેવટે દેવીને પાય પડતાં વીનવણીના અભિનય.

**ફૂલવીણુન**: ફૂલ વીણવાને માટે બાળાઓ આમંત્રણ કરે છે. સિંચન સીંચતાં બંને હસ્તવિસ્તારથી ફૂલવેલી ખીલી હોય એ ભાવ જણાવવા. એક બાળા પ્રશ્ન કરે છે, 'કહો કેમ ગમતાં ન તમને બકુલ ?' જ્યારે બીજી બાળાઓ એ પ્રશ્નની દરકાર કર્યા વગર ફૂલ વીણવામાં મશગૂલ બની જઈ મસ્ત બને છે. 'પુષ્પપરિમલ મહેકતી'—ફૂલની સુરભિથી નેનમાં ઘેન દર્શાવવું; 'ફૂલડાં ઝુલાવતી'—ફૂલડોલનના અભિનય.

**મોરલા**: વસ્ત્રપરિધાન: શિર ઉપર મુગટ (મોરપીંછ સાથે) ભુરા રંગનું પીતાંબર, ભુરા રંગનું પહેરણ. કર્ણકુંડળ અને પદનૂપુર. પહેરણના પાછલા ભાગમા પીળા રંગનું વસ્ત્ર અને એ ઉપર મોરની પીઠના જેવી આકૃતિઓ. મયૂર નૃત્ય શરૂ કરવું. 'ટહુકે મધુ'—જમણો હસ્ત જમણા કર્ણ પાસે રાખી ડાબા હસ્તે હસ્તધૂનન. 'વર્ષાની હેલીએ હોંસે રમે ?'—બંને હસ્ત આકાશભણી દર્શાવવા ઊંચે લઈ જવા પછી ધીમે ધીમે ઉતારતાં વર્ષાનાં ફોરાં પડતાં હોય અને ભીંજાવાથી જે આનંદ થાય એ દર્શાવવું. આભલાંની રમત, ઉલ્લાસ, મોરલાનો સાદ, નૂપુરના ઝણકાર—ગતિ વધારવી અને ઢેલડીની સાથે નૃત્ય કરવું. 'ભીંજવતી વરસે' એ ભાવ જણાવવા ઉપવસ્ત્રને નીચોવવું. 'એડૂતઉર હસે' (ઉલ્લાસ)—ગતિ વધારી નૃત્ય પૂરૂં કરવું. આ નૃત્યગીતમાં મુખના અભિનય પર ખાસ ધ્યાન રાખવું.

**માલણ**: ફૂલ વીણવાને ઘેલી બનેલી માલણ કોયલના ગાને ભૂલી પડે છે. ઉપવનમાં પ્રફુલ્લિત પુષ્પો નિહાળે છે. વસંતઋતુનાં આગમન સર્વત્ર લહેરી રહ્યાં છે. ડોલરિયા ડોલે છે. ચંપો ઝૂલે છે. ચમેલી રસ ઝીલે છે, (ડોલન, ઝૂલન અને રસઝીલન અભિનયથી બતાવવું) અને ફૂલડાંનાં જીવનમાં ફૂલસમી સુકુમાર માલણી પણ ઓતપ્રોત થઈ જાય છે. કયાં કયાં ફૂલ વીણવાં ?—(મુંઝવણના ભાવ): ઘડીમાં કમળભણી દોરે છે, ઘડીમાં જાઈ જૂઇ વીણે છે, ઘડીમાં એને ઘેરાં ગુલાબ ચૂંટવાની ઊર્મિ થઇ આવે છે. ફૂલઘેલી કુમારિકાના ઉરમાં થનગનાટ સમાતો નથી. વસંતના રંગ-રાગમાં રસબસ બની પતંગિયાના જેમ અહીં તહીં ફૂલડે ફૂલડે ઘૂમે છે.

ફૂલવેણી, ફૂલમાળા, ફૂલકુંડળો, ફૂલકંકણો અને ફૂલના બાજુબંધ, પદનૂપુર અને ફૂલછાબ. શ્વેતવસ્ત્રો રમ્ય જણાશે.

**મહિયારી:**'ઘમ્મર ઘમ્મર ઘૂમરે'—બંને હસ્તથી બતાવવું. બેસી જઇ નીતરાં માખણ લેવાના અભિનય દર્શાવવા. પરંતુ એવામાં કૃષ્ણની બંસી બાજે છે; એ સાંભળતાં મુખ ઉપર આશ્ચર્યના ભાવ જણાવવા. શ્યામ રીસાયો છે. ગોપી નેસડે આવવાને વીનવે છે છતાં ઘનશ્યામ એકનો બે થતો નથી. ગોપિકા નિરાશ થઇ નેસડે પાછી ફરે છે. ભીંત ઉપર શિર ટેકવી મુરલીધરની વાટ જુએ છે. આખરે થાકીને ગોપી મહીડાં વેચવા વ્રજમાં જાય છે. એ જ સમયે કૃષ્ણ છાનોમાનો પ્રવેશી દૂધદધિ ઢોળે છે અને આખી ઝૂંપડીમાં રેલમછેલ રેલાય છે ગોપી પાછી ફરે છે; અને ઝૂંપડીના હાલ જુએ છે. એને નિરાશા થતી નથી. કારણકે શ્યામઘેલી ગોપીના હૈયામાં તો હરિ સદૈવ હિલોળે છે (ગોપીના મુખ ઉપર સંતોષ અને ઉલ્લાસના ભાવ).

**ફાગનૃત્ય**(નૃત્યગીત): વનમાં વસંતના વાયરા વાય છે. હોરીનો સમય છે. ગુલાલના રંગે વાતાવરણ મસ્ત બન્યું છે. થનગનથન કૂદતી ઘેરૈયાની ટોળી આવે છે. ગુલાલ ઉડાડે છે. વેણુ અને મૃદંગ બજાવતા કલાધરો પ્રવેશે છે. અને એ સમૂહમાં રાસની રસમૂર્તિઓ સમી કૌમાર કુંજની કોકિલાઓ સામેલ થાય છે. લાલ ગુલાલથી રસબસ થએલું વાતાવરણ અપૂર્વ મસ્તીભર્યું બની રહે છે. અને અંતે જીવનરાસ રમવાને વૃદ્ધ, યુવા, યુવતી સર્વે સમૂહરાસ યોજે છે.

**તનમનીઆં:** વસ્ત્રો—તનમનીઆંનાં ફૂલો જેવા રંગનાં વસ્ત્રો, પ્રભાતની પાંખે ઊડતાં હોય એમ બતાવવું. 'હાં રે ખૂબ ખીલ્યાં'—પંકજ ખીલતું હોય એમ અંગુલિસંપુટથી જણાવવું.

આકાશના તારા ધરણી પર તો રાસ રમવાને ન ઊતર્યા હોય? રાસ-ખેલનનો અભિનય આવશ્યક.

ત્યાં તો કોઇ માલણ ધીમે પગલે આવે છે. એની મૃદુલ અંગુલિએ ફૂલ ચૂંટી હથેલીમાં ઝુલાવે છે, જ્યારે બીજાં સર્વેએ ભાનભૂલ્યાં હોય એ ભાવે આંખો મીંચી જમણી બાજુએ શિર નમાવી જણાવવું. પરંતુ આ

સર્વ તો તનમનીઆંની નિદ્રાવસ્થા છે. જ્યારે તેમને વસ્તુતાનું ભાન થાય છે એટલે તેઓ ક્રોધાયમાન થાય છે. કારણ કે એમને પ્રકૃતિના જીવન-માંથી જુદાં પાડવામાં આવ્યાં છે. આ સમયે બીજી બાળાઓએ ક્રોધની મુદ્રા ધરવી. ફૂલ કરમાઇ ગયાં છે. પ્રાણુતેજ ઊડ્યાં છે. એ અંગ ઉપર થાક અને નિરાશાના અભિનયથી ઉચિત થશે.

**ઉષા ને સંધ્યા**: ઉષા ને સંધ્યા, પ્રકૃતિનાં એ અણમોલ પ્રતિબિંબો. એ બ્હેનો—ઉષા યૌવનના તનમનાટથી ઘેલી, સંધ્યાના વદને ગંભીરતા. તારલા શરમાય—કેટલીક બાળાઓએ તારલા થવું, અને તારાની ગૂંથણી-વાળાં વસ્ત્રો પહેરવાં અને જ્યારે ઉષા પ્રવેશે છે ત્યારે શરમાતાં હોય એ અભિનય દર્શાવવા. પછી સંધ્યા પ્રવેશે છે. સાથે હસતી હસતી નાની તારિકા પણ આવે છે. સંધ્યા એક હસ્તે ગુલાલનાં છાંટણાં છાંટે છે. એકના...જાગતું—ઉષાએ જાગૃતિની મુદ્રા ધરવી ત્યારે બીજાંએ ઊંઘમાંથી જાગૃત થતાં હોય એ અભિનય જણાવવા. બીજીની...સેવતું—સંધ્યાએ શાંત મુદ્રા ધરવી. ઉષાના ઝમકાર યૌવનસહજ નૃત્ય પ્રેરતા અને સંધ્યાએ નૂપૂર રણુકાર મંદમંદ રણુકાવવા. આભની અટારીએ રસાળ—ઉષાને સંધ્યાએ ફૂદડી ફરવી.

**નવદીપ**: નવરાત્રનો ઉત્સવ. મધ્યમાં માંડવડી દીપકના ઝગમગાટથી ઝબકે છે. નવરાત્રના ઉત્સવ કાજે મંડપ રચ્યો છે, જ્યાં દીપકો તેજ-ધારાનાં પૂર વહાવે છે. કુમારિકાઓના શિરે ગાગરબેડલાં માલમ પડે છે. બેડામાં દીપક સળગાવ્યો છે. એક કહે છે, 'સુરજને પ્રકાશ', બીજી 'તારલાએ આશ'—છાનીછાની આશના અભિનયમાં શૃંગાર જણાવવો. ગીત ટહૂકારઃ જમણો હસ્ત કર્ણપર અડાડવો. નયણાંનાં નૂર—નૂર–પ્રકાશ ઝીલતી મુદ્રા દર્શાવવી. વસ્ત્રપરિધાન અનુકૂળ રાખવું.

**નિશા**: નિશા અને ચંદ્ર. વસ્ત્રપરિધાનઃ નીલરંગી સાડી, તેમાં તારલીઓ ગૂંથેલી હોય. વેણી, ગુલાબનું ફૂલ. ચંદ્ર, શ્વેત વસ્ત્રો. નિશા ભમે છે. ડુંગરની ધારે ઊતરે છે. પૂર્વ દિશામાં ચંદ્રમા ઊગે છે. નિશાને ક્ષોભ થાય છે, પાલવ સરકે છે અને એ લજ્જાસ્પદ બને છે, એથી ચંદ્ર પણ લજ્જા અનુભવે છે.

**ફૂલવાલી:** ચંપો, ચમેલી, જાઇ, જૂઇ વગેરે ફૂલછાબભર ભરી ફૂલવાલી ફૂલ વેચવા આવે છે. ફૂલછાબમાં વેણી અને પુષ્પમાળા પણ રાખવાં. એક બાળાએ ફૂલવાળી બનવું, બીજાં સહુએ ગ્રાહક થવું. ધીમે પગલે મંદિર ભણી જતી પૂજારણ પૂજનથાળ ગ્રહી આવે છે. ફૂલવાલી મંદિર જતી પૂજારણને ફૂલ ખરીદવાનું કહે છે. જ્યારે ફૂલવાલીને ફૂલનાં મૂલ પૂછવામાં આવે છે ત્યારે તે કહે છે કે જેનાં હૈયાં ફૂલ સમાં કોમળ હોય તે જ રસિયાંના રસ સમાં ફૂલડાં મૂલવી શકે!

**રૂસણું:** યમુના કિનારે બંસી બજાવતો કૃષ્ણ ગોપ ગોપિકાને આમંત્રે છે; પણ તેઓ તેની અવગણના કરી કુંજમાં છુપાઈ કૃષ્ણલીલા નીરખે છે. કૃષ્ણ રીસાય છે. ઊંઘવાનો ઢોંગ કરે છે. રીસાએલા મુરલીધરનું રૂસણું છોડાવવા ગોપિકાઓ અનેક પ્રયત્નો કરે છે. છેવટે રાધા આવી શ્યામને વીનવે છે. કન્હૈયો આળસ મરડી ઊઠે છે અને ગોપગોપીઓનો સમૂહ–રાસ રચાય છે. રાધા–કૃષ્ણ મધ્યમાં રાસ ખેલે છે. આ નૃત્યગીતમાં પ્રત્યેક ગોપીએ વારાફરતી આવવું અને કૃષ્ણને વીનવણી કરવી.

પાત્રો: ત્રણ ગોપિકા, રાધા અને કૃષ્ણ. કૃષ્ણ જ્યારે રૂસણું છોડે છે એ વેળા ત્રણ ગોપબાળકોએ દોડી આવવું અને રાધા, કૃષ્ણ તથા ગોપગોપીઓએ રાસ રમવો.

**માલણી:** માલણ વિવિધ ફૂલડાં વીણવાને કુંજનવનમ જાય છે. ઊંચી ડાળે મંજરીને અનિલના આવેગે લહેરતી નિહાળે છે. કોકિલા, મોરલા સહુ આનંદમાં આવી જઈ નૃત્ય કરે છે. અને માલણના અંતરમાં પણ સહજ આંબાડાળે હીંચવાની ઊર્મિ જાગે છે. હીંચકે હીંચતાં ફૂલની માળા ગૂંથે છે. ત્યાં તો રસઘેલી મસ્ત મુરલીના સૂર સૂણાય છે, અને માલણીના હાથમાંથી ફૂલછાબ પડી જાય છે. ફૂલડાં વેરાય છે. માળા અધૂરી રહે છે અને એના મુખ પર આશ્ચર્યની રેખાઓ તરવરે છે.

ધીમે પગલે છૂપાતો કન્હૈયો આવે છે અને ગોપીની આંખો મીંચી દે છે. ગોપીને જાણ થઈ જાય છે, કે આ મસ્તી કન્હૈયા સિવાય કોની હોય? ઘનસ્યામને વિનવે છે. અને પોતાને હસ્તે ગૂંથેલી અધૂરી કુસુમમાળા કૃષ્ણને કંઠે આરોપે છે અને દિલડાંના દેવનાં ઓવારણાં ઓવારે છે.

**દેવદાસી:** સ્થળ: મંદિરનો દેખાવ. વસ્ત્રપરિધાન: શ્રી કનુ દેસાઈના ચિત્રમાં દર્શાવ્યા મુજબ. મંદિરના પૃષ્ઠ ભાગમાં પૂજનની સામગ્રી–દીપ અને ધૂપ, ફૂલ અને ગુલાબ વગેરે પડચાં છે. ઘંટડીઓ ધીમે ધીમે વાગે છે અને ઝાંઝરના ઝમકારે દેવદાસી મંદિરમાં પધારે છે. પ્રથમ ફક્ત પગથી (નૃત્યથી) તાલ દર્શાવવા અને હાથના હાવભાવ બતાવવા, પછી જમણી બાજુએ ગ્રીવા નમાવી, અંબોડલે ગૂંથેલી વેણી ડાબે હાથે બતાવવી. ત્યાર પછી ફૂલમાળ, ફૂલકુંડળો, ફૂલકંકણો અનુક્રમે.

પ્રેમે વિશ્વમંદિરે,—એક પગ ઘુંટણિયે નમાવી, બીજો પગ પાછળ નમાવવો અને અધૂકડા બેસી દીપ સળગાવવો. દીપ સળગાવી ઉરજ્યોત-ના ભાવ બન્ને હસ્તવિસ્તારથી બતાવવા. ધૂપદાનીમાં ધૂપ લઈ જમણે હાથે આરતી ઉતારવી. છેવટે દેવદાસીનું નૃત્ય શરૂ થાય છે.

'વાજે . . . ઘૂમરે' વીણા વાજે છે, ઢોલ પર થાપ પડે છે અને દેવદાસી પૂજનમાંથી એકદમ ઊઠે છે (તોડા લેવા), બન્ને પગોથી તાલ દે છે, અને ત્રિભંગ રચે છે. એ ભાવ પૂરો થતાં તુરત જ ઊઠી નૃત્ય શરૂ કરે છે. અને 'અંગ ઘૂમરે'—આખા અંગમાં નૃત્યનું ઘેન વ્યાપ્યું હોય તેમ આંખો ઝીણી કરી બન્ને હસ્તથી અંગ પરનો થાક દર્શાવે છે. ધીમે ધીમે નીચે નમે છે, આંખે ચક્કર આવે છે અને અંતે નીચા નમી સા-ષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતી બન્ને હસ્ત જોડી મૂર્તિને પ્રાર્થે છે.

**પનિહારી:** ઝાંઝરને ઝમકારે પનિહારી પધારે છે. ઉજમાળી ઉષાને સૂરજઘડુલો બનાવી આકાશમાં જળ ભરવાના કોડ જાગ્યા છે. પનિહારી-ને આકાશગંગાનાં જળ ભરવાં છે, પરંતુ બેડલું નાનું છે, શી રીતે એ આકાશગંગાને ન્હાના શા બેડલે સમાવે? (એ અંગે થતી નિરાશા અને મૂંઝવણ). છેવટે પથિકને પાણી પીવરાવતી હોય એ દૃશ્ય રજૂ કરવું.

**મુરલી:** યમુના કિનારે મોહન મધુરી બંસરી બજાવે છે.

પનિહારી: જમુનાના જળઘાટે જળ ભરવા પનિહારી આવે છે, મો-હનની મુરલી સૂણી ઘડીભર થંભી જઇ જળ ભરવાનું પણ ભૂલી જાય છે.

મહિયારી: રૂમઝૂમ રણકારે મટુકી શિરે ધરીને ગોવાલણ લટકમટક આવે છે. એ પણ વેણુવાદનમાં ભાન ભૂલી ડોલે છે.

કૃષ્ણ: છેવટે કૃષ્ણ ગગરી છાંડી—મટુકી છોડી, વ્રજની નારીઓને રાસ રમવા બોલાવે છે અને ગોપગોપીઓનો રાસ રચાય છે.

**વીરપૂજન:** દશ્ય: રજપૂતની રણવિદાય. રજપૂત અને રજપૂતાણી. રજપૂતાણી પૂજનથાળમાંથી વીરવાટે ફૂલડાં વેરતી પધારે છે. વીરને કુંકુમનો ચાંદલો કરે છે; અક્ષતથી પૂજા કરે છે; ફૂલમાળા આરોપે છે; ઓવારણાં ઓવારે છે અને વર્તુળાકારમાં ઘૂમી 'શૂરા ઘૂમો રણઘાટે'ના અભિનય જણાવવા. સાફો પહેરાવી કમરે શમશેર બાંધવી અને માતૃભૂમિની આઝાદીના સંદેશ પાઠવતાં રજપૂતાણીએ વીરને નમન કરવાં.

**વસંતોત્સવ:** નૃત્ય: વસંતની રેલ રેલાઇ રહી છે, મઘમઘ સુરભિવંતાં પ્રફુલ્લ પુષ્પો મહેકે છે (ફૂલ વેરવાં અને કુંકુમ ખેરવાં). મોરલિયાએ .. પ્રેર્યાં (પૂજનના અભિનય); આમ્રકુંજે કોકિલા ટહુકે છે (ઘંટડી વગાડવી); ઢેલડી નાચે (નૂપુરના રણકાર); ઊર્મિના આવેગ ઉલ્લાસથી જણાવવા. 'વિવિધ... ...ડાળે હીંચે'—ડાળે હીંચતા હોય એમ ડોલન બતાવવું. અને એ સમયે વસંતદેવી વેણી સુહાવી ચુંદડીને ફરફર ફરકાવતી પધારે છે. એના મુખ પર ઉલ્લાસ છે, તનમનાટ છે, યૌવન અને રસના અભિલાપ છે. ઝીણી ઝીણી વેણુ વાય છે. કૈંક મનુજો રંગ રેલી ચીર ભીંજવે છે. કોઇ રાસ રમે છે અને એમ ઉત્સવના રંગમાં સૌ મસ્ત બને છે.

**વર્ષા ને વાદળી:** વર્ષા, વાદળી અને મેઘરાજ. લીલુડી ચુંદડીમાં વર્ષા દેવી પધારે છે. વર્ષાનાં બિંદુડાં વ્યોમમાંથી ટપકે છે અને પોયણાંની પાંદડીએ પડે છે. એ અંગુલિના વળાંકથી પંકજની મુદ્રાથી જણાવવું. વર્ષા તાલનૃત્ય કરે છે અને ઘડુલી છલકાવે છે ને આનંદનૃત્ય કરે છે. અંતે વર્ષા ને વાદળી મેઘરાજને વિનવે છે. છેવટે વર્ષા, વાદળી ને મેઘરાજનું સમૂહનૃત્ય થાય છે અને એથી સૃષ્ટિ સલિલે સીંચાય છે. રંગભૂમિના પડદા પાછળથી મોર બોલાવવા, વર્ષાના જેવો અવાજ કરવો, ઢોલ વગાડવા વગેરે.

**ચંદ્રને:** એક બાળાએ શ્વેત વસ્ત્રોમાં સજ્જ થઇ શ્વેત વાદળી બનવું. બીજીએ શ્યામ, ત્રીજીએ ચંદ્રિકા થવું અને એક જણે ચંદ્ર થવું.

બીજના ચંદ્રના આકારનો વર્તુળાકાર ચંદ્ર શિરની પાછળ રાખવો. શ્વેત વાદળીને ચંદ્રની સાથે રિસામણાં થાય છે. શ્યામ વાદળી મલ્લકાય છે અને ચંદ્રની નજીક આવી શૃંગારના ભાવ પ્રદર્શિત કરે છે. ત્યારે ચંદ્રિકા વ્યોમવિહારે આનંદનૃત્ય કરે છે. 'અમૃત . . . ડૂબવાં'—અમૃતકુપીથી અમૃત રેડવાનો અભિનય કરવો. જાતે પીવું.અને 'ચાંદની...ઝૂલવા'—ઝૂલનદર્શાવવું.

**સ્વાગતઃ** મંડપઃ લીલાં તોરણિયે મંડપ લચી રહ્યો છે. તોરણે તોરણે ચમકતી ઝૂલ ઝૂલે છે. અને ન્હાની બાળાઓ ફૂલડાં વેરતી અતિથિને સત્કારવા પધારે છે. પહેલાં માલણ આવે છે. ફૂલવીણન, ફૂલગુંથનના અભિનય કરે છે અને અતિથિને ફૂલમાળા અર્પણ કરે છે. પછી પૂજા-રણ પૂજનથાળ લઇ પૂજવા આવે છે. પૂજનથાળમાં પૂજનની સામગ્રી રાખવી. ત્યાર પછી દેવદાસી આવે છે અને નૃત્ય કરે છે. આ પ્રમાણે રજૂ કરવાથી સ્વાગતગીતમાં વૈવિધ્ય રજૂ થશે.

**વનવસંતની વાડીએઃ** વસંત ઋતુના આગમને નવપલ્લવિત કુંજે ફૂલડાં-ના ફાલ ફાલી રહ્યા છે. ફૂલ વીણવાને બાળાઓ વનમાં જાય છે. રૂમ-ઝૂમ નૂપુર રણકે છે. તેમણે નવરંગી ચુંદડી પહેરી છે ફૂલડાં પણ નવ-રંગી છે અને નવરંગી પતંગિયાં સાથે ઊડવા બાળાઓ યત્ન કરે છે, ત્યાં તો આંબાડાળે કોયલરાણીના ટહૂકાર સુણાય છે. આશા, ઉલ્લાસ, રંગ રેડતી યૌવનકોકિલાઓ (ફૂલબાળાઓ)ને આનંદ થાય છે. આશા, ઉલ્લાસ અને જાગૃતિના અભિનય કરવા. પ્રફુલ્લ સરવરે પાંદડી હીંચે છે. ફૂલડાં એટલાં બધાં ફાલ્યાં છે કે એ ફૂલડાં વીણવાને ફૂલબાળાઓની છાબડી બહુ જ નાની છે. અને એથી તેઓ મૂંઝાય છે. છેવટે ફૂલ વીણનાં સૌ આનંદનૃત્ય કરે છે.

**ઉષાકુમારીઃ** ઉષાકુમારી તારકફૂલડાં છાબમાં વીણવાને ઉન્મત્ત થઇ છે. અંબરગોખે દીવડા પૂરવા. રંગભૂમિ ઉપર દીવડીઓ રાખવી અને વારા-ફરતી દીપક પ્રગટાવવા. એથી ઉષાના આગમનથી પ્રભાતમાં પ્રકાશ થાય છે એ જણાશે. ઉષાના પ્રથમ કિરણોથી પંકજ પ્રગટે છે. પાંદડી-ઓ વિકાસ પામે છે. પંકજના વિકાસની મુદ્રા દર્શાવવી.

